બાળ ગ્રંથાવળી : : ચોથી શ્રેણી : ૫

# મણિનાં મૂલ



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૫

# મણિનાં મૂલ

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ



આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૮

મૂલ્ય સવા આનો

જ્યોતિ કાર્યાલય :: અમદાવાદ

# મણિનાં મૂલ

'કેવું અઘોર વન ! કેવી ભયંકર ઝાડી ! જાણે ઝાડ પર ઝાડ ઉગ્યા હોય એવો તો ઝાડનો ઠઠારો છે ! અને જંગલી પશુઓ તો જાણે અહીંથી ખાશે, જાણે અહીંથી ખાશે એમ થાય છે ! અરે રામ ! અહીં તે હું ક્યાંથી આવી ચડયો ! મને વળી ધનનો લોભ થયો ! ધનના લોભે પરદેશ નીકળ્યો ત્યારે અહીં આવીને ફસાયો ! ઘેર રહ્યો હોત તો આમ કમોત તો ન થાત ! હવે અહીંથી શે નીકળાશે ? ક્યાં રસ્તો જડશે ? મારૂં શું થાશે ?' આવા આવા વિચારો કરતો એક બ્રાહ્મણ જંગલમાં આથડી રહ્યો છે. એના માથાની હજામત વધી ગયેલી છે. કપડાં ફાટી ગયેલાં છે. પગરખામાં પંદર તો કાણાં પડયાં છે ! મોં પરથી કોઇક દુઃખી હાલતમાં આવી પડેલો જણાય છે. ભાઈ સાહેબ નશીબના પણ પુરા છે. ગામમાં આખો દિવસ ભિક્ષાવૃત્તિ કરતા તોયે પેટ ગુજારા જેટલું મળતું નહિ એથી ધન કમાવા નીકળ્યા. જતાં જતાં અહીં ફસાઇ પડ્યા.

અથડાતો ને કુટાતો તે જંગલમાં મારગ શોધે છે. કપડાં ચીરાઇ જાય છે. પગે કાંટા કાંકરા વાગવાથી લોહી

નીકળે છે. શરીર આખું ઉઝરડાઇ જાય છે. એમ માર્ગ શોધતાં શોધતાં તે ખડકોની કરાડમાં આવી ચડયો. એમાં ચારે બાજુ ઉંડી ઉંડી બખોલો હતી. વનચર પશુઓનો વાસ હતો. બ્રાહ્મણના તો એ જોઈ હાજા ગગડી ગયા. પણ શું કરે ? ગમે તે ભોગે રસ્તો શોધી કાઢે તોજ જંગલની બહાર નીકળે એમ હતું એટલે હિંમત ધરીને આગળ ચાલ્યો. થોડું ચાલતાંજ એક મોટી અંધારી ગુફાના કિનારે આવીને ઉભો. ગુફા એટલી અંધારી હતી કે તેમાંની કોઈ પણ વસ્તુ દેખાતી ન હતી. કેટલી ઉંડી હશે એ કળવું પણ મુશ્કેલ હતું. બ્રાહ્મણ ઉંડા વિચારમા પડયો. આ ગુફામાં પગ શી રીતે દેવાય ? કોઈ જંગલી પશુ હોય તો બારજ વાગી જાયને ? અથવા અંદર સાપ, વીંછી જેવા ઝેરી જંતુ હોય તો ? અને અંદર ઉતરવું પણ શી રીતે ?

તે આવા આવા વિચાર કરે છે ત્યાં ગુફાના અંધકારમાંથી તેજના કિરણો નીકળતા જોયા. બ્રાહ્મણ જોતો જોતો મનમાં વિચારવા લાગ્યો. આ તે વાઘ સિંહનાં ડોળાં છે કે કોઈ સાપનો મણિ છે અથવા તો ભૂત પલિતનો ચમત્કાર છે ? ના, ના, વાઘ સિંહ આવી ઉંડી બખોલમાં રહીજ શી રીતે શકે ? આમાંથી બહાર નીકળાય તેવું તો છે જ નહિ અને સાપનો મણિ આમ છુટો હોય નહિ. ત્યારે ભૂત પલિત આવા કિરણો ફેંકે નહિ. એ તો ભડકા રૂપે દેખાય. માટે આતો નક્કી મણિજ છે. આહા ? જો આવો તેજસ્વી મણિ

મારા હાથમાં આવી જાય તો કેવું સારૂં ? બસ પછી તો ભિક્ષાવૃત્તિ મટી જાય, હું જાતેજ અનેકને ભિક્ષા આપનારો થાઉં. મોટા મોટા મકાનો બંધાવું. સારામાં સારા હાથી, ઘોડા, ઉંટ ને રથ રાખું. સારી સારી પાલખીઓ બનાવું. અને હમેશાં મિષ્ટાન્ન સિવાય તો જમુંજ નહિ ! વળી અનેક સ્ત્રીઓ પરણું ને સેંકડો નોકરચાકર રાખું. પણ આ મણિ આવે શી રીતે ? આ ગુફામાં ઉતરવું એટલે તો જીવનું સોએ સો ટકા જોખમ. અંદરથી સાજા નીકળ્યા તોજ જીવ્યા. પણ આવી અંધારી ગુફામાં પગજ શી રીતે મૂકવો ? અને જો અંદર નહિ ઉતરૂં તો મણિ મારી પાસે આવશે પણ શી રીતે ! અને મણિ નહિ આવે તો જીંદગીભર ભિખારીજ રહેવાનો ? ત્યારે ગમે તેમ થાય પણ મણિ તો મેળવવોજ.

ખૂબ હિમ્મત લાવી તે બ્રાહ્મણ ગુફામાં ઉતરવા લાગ્યો પણ અંદર ઘોર અંધકાર. પગથિયાં કે કાંઈ આધાર નહિ એટલે જેવો ગુફામાં પગ મૂકયો કે સીધો ગુફાના તળીયે જઇને પટકાયો. હાડકાંપાંસળાં ખૂબ ખોખરાં થઈ ગયા. તે બેભાન બની ગયો. થોડી વારે જયારે ભાન આવ્યું ત્યારે શરીરને પંપાળતો તે ઉઠયો. પણ પાસે પેલો મણિ પડેલો જોઈ તેને આનંદ થયો કે હાશ ! હાડકાં દુખ્યાં પણ મણિ તો મળ્યો છે ! એ માણીને હાથમાં લઇ આંખે અડાડયો, છાતી એ ચાંપ્યો વળી માથે લગાડયો ને મુઠીમાં રાખ્યો. થોડીવાર

એ આનંદ કરી રહ્યો કે વિચાર આવ્યો: હવે કોઇ પણ ઉપાયે ગુફામાંથી બહાર નીકળવું જોઈએ. તે ચારે બાજુ ફરી વળ્યો પણ ઉપર ચડવાનો રસ્તોજ મળે નહિ. તેણે ઘણી ઘણી મહેનત કરી, ગુફાની બધી બાજુ ફરી વળ્યો પણ ઉપર ચડવાનો માર્ગજ ન મળે. તેને લાગ્યું કે હવે તો બધા દિવસો અહીંજ પુરા થવાના! બધા મનોરથ મનમાંજ રહી જવાના. તે મોટેથી દયામણા અવાજે બોલવા લાગ્યો: હે ભગવાન! હવે મારૂં શું થશે? શું હું અહીંજ મરી જવાનો? ના, ના, એવું ન કરીશ, મારા નાથ! એવું ન કરીશ. એમ બૂમો મારતાં રાત્રી પડી. ભયંકર એ જંગલ ને ભયંકર એમાંયે ગુફા! બ્રાહ્મણનો તો જીવ કળીએ કપાવા લાગ્યો પણ આયુષ્યની દોરી બળવાન એટલે ફાટી ન પડયો. આમ ગુફામાં રાત્રી નીકળી ગઈ. પ્રભાત થયું. ગુફાના મ્હોં આગળ થોડો થોડો પ્રકાશ જણાવા લાગ્યો. જાણે કોઈ ત્યાં આવીને ઉભું હોય એમ લાગ્યું. બ્રાહ્મણે બરાબર ખાતરી કરવા પોતાના હાથનો મણિ તેની સામે ધર્યો. એ મણિના તેજમાં જોયું તો ખરેખરો કોઇ ઘોડેસ્વાર ઉભો હતો. પોતાના હાથમાં રહેલા માણનાં કીરણો ફેંકીને પોતાની હાલત સમજાવી. ઘોડેસ્વાર એટલું સમજ્યો કે કોઈ માનવી બિચારૂં આમાં પડી ગયું છે એટલે પોતાની પાસેથી એક દોરડું ગુફામાં ફેંક્યું ને એ દોરડાને પકડી ભૂદેવ બહાર નીકળ્યા. એમને મનમાં થયું કે આતો નવો અવતાર! પણ પેલો ઘોડેસ્વાર ક્યાં ગયો? ભૂદેવે ઘણી

શોધ કરી પણ તે તો નજરે પડયો જ નહિ ! ત્યારે શું કોઇ દેવે જ આ દુઃખમાંથી બચાવવા એને મોકલ્યો હશે ? એમ વિચાર કરતો કરતો તે બ્રાહ્મણ ચાલવા લાગ્યો.

હવે પરદેશ જવાની જરૂર નથી એમ ધારી બ્રાહ્મણ ઘર તરફ વળ્યો. મહામહેનતે જંગલમાંથી ઘેર આવ્યો. શરીરનાં હાડકાં દુઃખે છે પણ મનમાં આનંદ માતો નથી

ઘેર આવી પોતાની સ્ત્રીને મણિની વાત કરી. પછી પૂછયું કે બોલ એનું શું કરીશું ? મારો વિચાર તો એને વેચીને આપણા માટે મોટા મહેલ ચણાવવાનો છે. ખરી બાદશાહી ભોગવવાનો છે. સ્ત્રી કહે, ત્યારે એને વેચી લાવો ને આપણું દાળદર ફીટાડો. મારો પણ એવોજ મત છે. એ મણિ લઇ બ્રાહ્મણ ઝવેરી બજારમાં ગયો ને એક ઝવેરીને મણિ બતાવી પૂછયુંઃ બોલો આનું શું મૂલ્ય આપશો ? ઝવેરીતો એ મણિ જોઈ આભોજ બની ગયો. અરે ! આતો પારસમણિ ! આ તો અલૌકિક ચીજ કહેવાય ! ભૂદેવ ! તમારે હાથ ક્યાંથી ચડયો ? એની સાથે જો અમુક વિધિ પ્રમાણે લોઢાને અડાડીએ તો લોઢાનું સોનું બની જાય !

બ્રાહ્મણ તો આંખો ફાડી જોઈજ રહ્યો. "હેં ! સાચી વાત ? ત્યારે ભાઈસાબ ! મને એ વિધિ ન બતાવો ?" તેણે ઝવેરી આગળ આજીજી કરી. ઝવેરી કહે, એ વિધિ મેળવવી બહુ મુશ્કેલ છે. એને મેળવતાં બાર વર્ષ નીકળી જશે. બ્રા-

હ્મણભાઇ વિચારમાં પડયા ! અરે રામ ! બાર વરસ ! એટલી બધી ધીરજતો આપણાથી ન ધરાય માટે એનું અત્યારે જે મૂલ્ય મળે તેજ લઇ લેવું. તેણે ઝવેરીને કહ્યુંઃ આ મણિ તમે લઇ લો અને એની જે કીમ્મત થાય તે મને આપો. ઝવેરી કહે, મારી પાસે અગણિત દ્રવ્ય છે પણ એ બધાથી યે આ મણિનું મૂલ્ય ચુકવાય તેમ નથી ! જવાબ દેનાર નગરનો સહુથી ધનાઢય ઝવેરી હતો. જો એ આવું કહે તો બીજા કોણ રાખે ? એટલે બ્રાહ્મણે કહ્યુંઃ જો એમ હોય તો આપને ઠીક લાગે તેટલું મૂલ્ય આપો પણ આ મણિ રાખો ! ઝવેરી કહે, તો એમ કર કે મારા ઘરને ત્રણ માળ છે તેમાં અનેક જાતનું દ્રવ્ય ભર્યું છે. તને એકેક પંહોર એકેક માળમાં રહેવા દઉં તેમાંથી તારાથી બહાર કઢાય તેટલું ધન તારૂં, એ ત્રણ પહોરમાં જેટલું ધન લે તેટલું એ મણિનું મૂલ્ય. એ ત્રણ પહોર વિત્યા પછી તને કાંઇ ન મળે. બ્રાહ્મણભાઇ તો આ સાંભળી રાજી રાજી થઇ ગયા. ઓ હો...હો....હો ! ત્રણ પહોરમાં તો હું લાખો, અરે ક્રોડો રૂપીઆની મિલ્કત લઇ લઇશ. માટે આ શરત કબુલ રાખવામાં કાંઈ વાંધો નથી. તેણે ઝવેરીને કહ્યું; શરત કબુલ છે. ઝવેરી કહે, એમ મો-ઢાની કબુલાત ચાલે નહિ આ કાગળ ઉપર સહી કરો. બ્રાહ્મણે કાગળ પર સહી કરી આપી. તરતજ ઝવેરી સુખ-પાલમાં બેસાડી તે બ્રાહ્મણને પોતાના મકાનમાં લઇ ગયો ને પહેલા માળે મૂકયો. બ્રાહ્મણતો એ માળની રચના જોઇ દિંગ

થઈ ગયો. મનોહર કળામય કબાટમાં હજારો અમૂલ્ય પુસ્તકો ગોઠવ્યાં હતાં. વચ્ચે વચ્ચે ભારે કીમ્મતનાં ચિત્રો સોના રૂપાની ફ્રેમોથી મઢી લટકાવ્યા હતા. કોઈમાં કળામય મોરલો તો કોઈકમાં કુહૂકુહૂ કરતી કોયલ. કોઈમાં ઘુઘુ કરતાં પારેવાં તો કોઈમાં મીઠું ગાન કરતાં બુલબુલ ! કોઈ ચિત્રમાં મદ-ગળતા હાથી તો કોઈમાં થનગનતા ઘોડા ! કોઈમાં મુસાફરી કરતાં ઉંટ તો કોઇમાં ગાયોનાં ધણ ! બ્રાહ્મણ તો આ ચિત્રો જોઈ થંભીજ ગયો. એ ઓરડાની અંદર નીચે સુંદર ગાલીચો બીછાવેલો હતો. સ્થળે સ્થળે કુશળ કારીગરોનાં બનાવેલાં અદ્ભુત રમકડાંઓ હતાં. હાથી કોરેલાં તે જાણે સાચાજ હાથી ! ઘોડા કોરેલા તે જાણે સાચા જ ઘોડા ! પંખીઓ પણ રૂપેરંગે ભૂલ ખવડાવી દે તેવાં. બ્રાહ્મણે તો ત્યાં મૂકેલા પાંજરામાંથી એક પોપટને કાઢયો ને પાંખ દબાવી ત્યાં તો ફરરર લઈ ઉડી ગયો ! અરે આ શો ચમત્કાર ! ભૂદેવ તો મ્હોંમાં આંગળી નાખી વિચારમાં પડી ગયા ! આ રમક-ડામાં તે આવી શી કરામત કે પાંખ દબાવતાં ઉડી ગયું. શું બીજા રમકડાંઓમાં પણ એવીજ ખુબી હશે ? એમ વિચારી તે ત્યાં બેઠેલા ઉંટ ઉપર ચડયો. એના ચડવાની સાથે ઉંટ એકદમ ઉભું થયું. બ્રાહ્મણના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેને ખાતરી થઇ કે મહાકુશળ કારીગરે આની અંદર યંત્રો ગોઠવ્યા છે.

ત્યારે શું આ ઘોડામાં પણ આવીજ કરામત હશે ?

એમ ધારી ઘોડાની પાસે ગયો. ઘોડાનું પુંછડું પકડયું તો ઘોડો આગલા બે પગે ઉભો થઈ ગયો. હાથી તો ઉભો જ હતો. તેના પર ચઢવા માટે નીસરણી પણ તૈયાર જ હતી. એ નીસરણી વડે બ્રાહ્મણ હાથીની અંબાડી ઉપર બેઠો પણ હાથીનું કાંઈ થયું નહિ. એના માથા ઉપર એક અંકુશ મૂકી રાખેલું હતું તેને જોરથી દબાવ્યું તો હાથી પાંચ ડગલાં ચાલ્યો. બ્રાહ્મણને તો આમાં મઝા પડી. ફરી અંકુશ દબાવ્યું તો ફરી પાંચ ડગલાં ચાલ્યો. આમ બ્રાહ્મણને તો રમકડાંમાં બહુ મઝા પડી. એમ એક પછી એક રમકડાં જોવા લાગ્યો એવામાં ઝવેરી ઓરડામાં દાખલ થયો અને કહ્યું કે બરાબર એક પહોર થઈ ચુકયો છે. માટે જલદી બહાર નીકળો. બ્રાહ્મણ તો એ સાંભળી આભોજ બની ગયો: હેં ! એક પહોર ચાલ્યો ગયો ? મેં તો આ ઓરડામાંથી ઘણું ઘણું લઇ જવાના વિચારો કર્યા હતા અને એક પહોર કયારે ચાલ્યો ગયો તેની ખબર પણ પડી નહિ. પણ હવે શું થાય ? પછી તેણે મનને મનાવ્યું કે હજી બીજા બે માળ બાકી છે ને ? ત્યાં જઇશ ત્યારે પહેલું જોઈએ તેટલું ધન લઈશ ને પછીથી જોવા જેવું હશે તે જોઈશ. આ રમકડાં ને ચિત્ર ન લેવાયાં તો કાંઈ નહિ. આ કાંઇ બહુ કિમ્મતી ન કહેવાય.

ઝવેરી બ્રાહ્મણને બીજે માળ લઈ ગયો. ત્યાંના વિશાળ દિવાનખાનામાં દાખલ કર્યો. આ માળની રચના તદ્દન

જુદાજ પ્રકારની હતી. પહેલા માળ જેવાં અહીં અદ્ભુત રમકડાં ન હતાં પણ અહીં તો સોના રૂપાનાં ચકચકીત વાસણોની હારની હારો ગોઠવી હતી. એને જોતાંજ બ્રાહ્મણના મનમાં થયું કે અહા આવા મનોહર વાસણોમાં હું કયારે જમીશ ? આ વાસણોમાંથી ૫૦ વાસણોની ગાંસડી તો જરૂર બાંધી લેવી. પછી મોટી મોટી પેટીઓ પડી હતી તેમાં શું ભર્યું હશે એ જોવાની ઇચ્છા થઈ. પણ એને મોટાં મોટાં લોખંડી તાળાં મારેલાં હતા. પાસેજ કુંચીઓના ઝુડા પડેલા હતા પણ જો બધી પેટીઓ ઉઘાડી અંદર શું છે એ જોવા રહે તો વખત બધો ચાલ્યો જાય એટલે કોઇને પુછી લેવાનો વિચાર કર્યો. પાસેના ખંડમાં કચુડ કચુડ હીંડોળો ચાલી રહ્યો હતો. બ્રાહ્મણ ત્યાં ગયો અને જુવે તો ત્યાં ઝવેરીની મહા રૂપવાન યુવાન પુત્રી બેઠી હતી. મુખમાં તાંબુલ રહી ગયું છે. મનોહર વસ્ત્રો ને ઘરેણાં પહેર્યાં છે. શરીર સ્વરૂપનો અંબાર છે. એક સોનાની રકાબીમાં અલૌકિક મીઠાઈ પડેલી છે બેઠી બેઠી તે ખાય છે. બ્રાહ્મણ એને જોઈ ઘડીભર થંભી ગયો. માંડ માંડ પુછવાની હિંમત લાવી બોલ્યોઃ હે કુમારિકા ! આ પેટીઓમાં શું ભર્યું છે? કુમારિકા :મંદમંદ હસીને બોલીઃ એમાં તો સોના રૂપાનાં ઘરેણાં ને રેશમી વસ્ત્રો ભર્યા છે. એમાં કાંઈ ખાસ કીમતી વસ્તુઓ નથી ! બ્રાહ્મણ કહે, સોના રૂપાની વસ્તુઓ કાંઇ ઓછી કીમતી કહેવાય ? પેલી કન્યા એ પ્રશ્ન સાંભળી

ખડખડાટ હસી પડી. બ્રાહ્મણ તો બિચારો ઝંખવાણો પડી ગયો. થોડી વારે તે બોલીઃ ભુદેવ ! અહીં તો આથી ઘણી ઘણી કીમતી વસ્તુઓ ભરેલી છે. તમે હજુ બધી વસ્તુઓ જોઈ નથી. એટલે સોના રૂપાને કીમતી ગણો છો. ચાલો, હું તમને એ બધું બતાવું એમ બોલી તે બાળા હિંચકા પરથી ઉઠી અને ધીમે ધીમે ચાલવા લાગી. બ્રાહ્મણ તેની પાછળ ચાલવા લાગ્યો. એમ કરતાં તે એક ખંડમાં આવ્યા. ત્યાં કાચની બરણીઓમાં જુદા જુદા પ્રકારના મેવા, મીઠાઈ ને મુરબ્બા ભરી રાખવામાં આવ્યા હતા.

એલચી, સોપારી, લવંગ, તજ વિગેરે મુખવાસોને કોઈક જુદીજ રીતે મનોહર રંગવાળી બરણીઓમાં મૂકયા હતા. અને મીઠાઇઓની જાતનો તો પારજ ન હતો ! બ્રાહ્મણ એક જુએ ને એક ભૂલે ! એના તો મ્હોંમાં પાણી આવી ગયા. અહા ! કેવા સરસ ગુલાબ જાંબુ ! કેવી સરસ બરફી ! કેવા સરસ મગન ગાંઠીઆ ! કેવી સરસ સુતરફેણી ! આમ વિચાર કરતો તે આગળ ગયો ત્યાં મીઠા શરબતના શીશા ગોઠવ્યા હતા. તેની સુવાસજ એવી હતી કે તેનાથી માણસ ધરાઇ જાય. બ્રાહ્મણને એ મેવા મીઠાઈ ખાવાનું ને એ શરબત પીવાનું ઘણું મન થયું. પણ માગીને લેવું તે ઠીક નહિ, જો બાળા પોતાની જાતે આપે તો લેવું એમ વિચાર કરી મુંગો મુંગો સાથે ચાલ્યો. એવામાં મગજને તર કરી નાખે એવી સુગંધિ એક પેટીમાંથી આવવા લાગી.

બ્રાહ્મણને થયું કે આ પેટીના પકવાન્ન તો ન આપે તો માગીને પણ લેવા. એવામાં તે બાળા પોતેજ પેટીને ઉઘાડવા લાગી અને બોલીઃ મહાશય ! જુઓ આમાં તમારા જેવા યુવાન પુરૂષોને લેવા લાયક અત્તર ફુલેલ છે, ઘણાં સ્વાદિષ્ટ પકવાન્ન છે. એમ કહી એક જાતના અત્તરનો તેના કપાળ પર લેપ કર્યો. બ્રાહ્મણને તો એ લેપની અસરથી ત્યાંની બધી મીઠાઇઓ ખાવાની તીવ્ર ઈચ્છા થઇ ગઇ. બાળાએ પણ એમાંથી એક એકથી ચડીઆતી મીઠાઇ કાઢી સોનાના થાળમાં પીરસી અને કહ્યું કે તમે અહીં કયારના આવ્યા છો એટલે ખૂબ ભુખ્યા થયા હશો માટે આ પકવાન્ન જમો ને તમારી જીંદગી સફળ કરો.

બ્રાહ્મણે તો એ મિઠાઇના થાળ પર અડ્ડા જમાવ્યા. ગમે તેટલું ખાય પણ ધરાય નહિ એવો તો એ મિઠાઈનો સ્વાદ હતો.ધાર્યા કરતાં યે બ્રાહ્મણથી ઘણું ખવાઈ ગયું. ઉઠતાં આકળવિકળ થઈ ગયો. મીઠાઈના ઘેનથી આંખો ઘેરાવા લાગી પણ સુઈશ તો ધન લેવાશે નહિ એ વિચારે જેમ તેમ કરી શરીર માંડતો પેલી પેટીઓ ઉઘાડવા ચાલ્યો. જ્યાં એક પેટી ઉઘાડી અંદરથી સોનાનાં ઘરેણાં કાઢયાં ત્યાં ઝવેરી દાખલ થયો અને બોલ્યોઃ હે વિપ્રવર ! બીજો પહોર થઇ ગયો છે માટે હવે જલ્દી બહાર નીકળો. 'હેં આટલી વારમાં પહોર થઈ ગયો ?' બ્રાહ્મણની અજાયબીનો પાર રહ્યો નહિ. ઝવેરી કહે હા, બરાબર એક પહોર થઇ ગયો છે. જુઓ આ ઘટિકા. બ્રાહ્મણ તો વિલખો પડી ગયો.

મનમાં બહુ દીલગીર થયો. મનમાં બબડવા લાગ્યોઃ અરે હાય ! જો મેં અહીંથી થોડાં સોના ચાંદીનાં વાસણો પહેલાં બહાર કાઢી નાંખ્યાં હોત ને પછી જમ્યો હોત તો કાંઈ નહતું. પણ મને એવી બુદ્ધિ સુજી નહિં. હવે શું થાય ? એમ વિચારતો તે ત્રીજે માળ દાખલ થયો. હવે તો જરા-પણ વાર કરવી નહિ. તરતજ ધનની ગાંસડીઓ બાંધવી. આમ વિચાર કરી તે ઉતાવળો ઉતાવળો ફરવા લાગ્યો. પણ ભારે જમણ જમવાથી આંખો ખૂબ ઘેરાતી હતી, શરીર ફાટું ફાટું થતું હતું, કેમે કર્યું ઉભુંજ ન રહેવાય. છતાં તેણે ત્યાં પડેલી પેટીઓ ઉઘાડવા માંડી. એક પેટી ઉઘાડી તે માંહી તદ્દન ત્રાંબા નાણુંજ ભરેલું હતું. એને જોતાંજ બ્રાહ્મણ કપાળે હાથ મૂકી બોલ્યોઃ આ ત્રાંબાને તે શું કરૂં ? ચાલ બીજી પેટી ઉઘાડવા દે. બીજી પેટી ઉઘાડી તો એની અંદર રૂપા નાણુંજ ભરેલું હતું. એ પણ લેવાની ઈચ્છા થઈ નહિ. ત્રીજી પેટી ઉઘાડી તો અંદર ઠાંસી ઠાંસી સોનૈયા ભરેલા હતા. બ્રાહ્મણે તો ઝટ લઇને ત્યાંથી એક ચાદર ધી લીને અંદર સોનૈયા બધા ઠલવી લીધા. પછી બીજી પેટી ઉઘાડી તો એની અંદર પણ સોનૈયા. આમ ત્રણ ચાર પેટીઓમાંથી સોનૈયા ઠલવી મોટો ઢગલો કર્યો. અને એક મોટી ગાંસડી બાંધી. પણ ઉપાડવા માંડી તો ઉપડી જ નહિ ! કેટલાયે મણ વજનની ગાંસડી શી રીતે ઉપડે ! વળી પેટમાં પકવાન્ન એટલાં ભર્યા છે કે શરીર કહ્યું કામ

પણ કરતું નથી. એટલે મોટી ગાંસડી છોડી નાખી અને તેની ત્રણ ચાર નાની ગાંસડીઓ બનાવી. હવે વિચાર કરવા લાગ્યો આ બધી ગાંસડીઓને ઘેર કેવી રીતે લઈ જવી? જો એક પછી એક હું ગાંસડી લઇ જવા માંડું તો પહેલી ગાંસડી મુકી આવતાં જ એક પહોર તો ચાલ્યો જાય પણ એક ગાંસડીમાં યે સોનૈયા કયાં ઓછા છે? મારી સાત પેઢી વાપરશે તો યે ખુટશે નહિ પણ ઘડીક આરામ લેવા દે. અત્યારે તો મારાથી જરા પણ ચલાશે નહિ. હવે આ તૈયાર ગાંસડીને લઈ જતાં કાંઈ વાર લાગશે નહિ. એમ ધારી ઘડિક આરામ લેવા વિચાર કર્યો. પાસેજ મોટા મોટા પલંગો બિછાવેલા હતા. તેના પર મશરૂની તળાઈઓ રહી ગઇ હતી. ઉપર સફેદ દૂધ જેવી ચાદરો બીછાવેલી હતી. બ્રાહ્મણ તો તેના પર આડો થયો. અહા શું ગુલાબી ઉંઘ! તે તો પલંગમાં પડયો કે નસકોરાં બોલાવવા લાગ્યો.

'ભૂદેવ ઉઠો! ત્રીજો પહોર થઈ ગયો.' ઝવેરીએ ભૂદેવને ઢંઢોળવા માંડયા. મહા મહેનતે ભૂદેવ ઘેનમાંથી જાગ્યા. જાગતાં જ સ્થિતિ સમજી ગયા. ઝવેરી બોલ્યો: તમારા ત્રણે પહોર પુરા થઇ ગયા છે માટે હવે આપને ઘેર પધારો! મણિ મારો થઇ ચુકયો છે. બ્રાહ્મણ તો બ્હાવરો બની ગયો. શું કરવું તેની સુઝ પડી નહિ. આખરે યુક્તિ લડાવી બોલ્યો: આ ગાંસડી તો મેં બાંધી રાખેલી છે માટે મારીજ છે. ઝવેરી કહે, એ ન બને. આપણી ચોકખી શરત છે કે આ મકાનમાંથી જેટલું બહાર કાઢો તેટલું

તમારૂં. પણ તમે કશુંયે બ્હાર કાઢી શકયા નથી. એ ગાંસડી તો હજી અંદરજ પડેલી છે. ના, એ તો મેં બાંધેલી છે એટલે મારીજ, એમ બોલી ભૂદેવે તો ગાંસડી ઉઠાવવા માંડી. ઝવેરી કહે, નાહક શા માટે તકરાર કરો છો ? તમારી કહેલી શરત મુજબ વર્તવાને તમે બંધાયેલા છો. કશું ધન લઈ ન શકયા તેમાં વાંક તમારો પોતાનો જ છે ! બ્રાહ્મણ કહે, તો મારા પર દયા કરીને પણ એટલું ધન લઇ જવા દો. ઝવેરી કહે, એવી દયા હોય નહિ. દયા દાનથી આવી સોનૈયાની ગાંસડી ન અપાય. જોઈએ તો કાલે પાકું સીધું લઈ જજો.

બ્રાહ્મણની રકઝક ચાલી નહિ. ખાલી હાથે ઝવેરીના ઘરમાંથી બહાર નીકળ્યો.

સમજનાર સમજજો એ મણિનાં મૂલ્ય ! સમજજો આ મણિ ને ઝવેરીના મહેલના ત્રણ માળ ! કોઈ બ્રાહ્મણને હસશો નહિ. આપણે બધા શું એ બ્રાહ્મણનો જ પાઠ ભજવતા નથી ? અનેક ભવમાં રખડયા ત્યારે મનુષ્ય જન્મ રૂપી મણિ મળ્યો. એની કીમ્મત સમજ્યા નહિ. ઝવેરીના મહેલના ત્રણ માળ એ આપણી ત્રણ અવસ્થા. બાળ, યુવાની અને ઘડપણ. બાળપણ બધું રમકડાઓમાં ને પુસ્તકો વાંચવામાં પસાર કર્યું. યુવાની ધન, કીર્તિ ને ભોગવિલાસમાં પસાર કરી, વૃદ્ધાવસ્થા આરામ લેવામાં કાઢી. અંતે કાળનાં તેડાં આવ્યા ને મણિનું કાંઇ પણ મૂલ્ય મેળવ્યા વિના આપણે ગુમાવી બેઠા.

